બાળગ્રંથાવળી :: પ્રથમ શ્રેણી :: ૧૫

# પેથડકુમાર

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ

બાળગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

બાળ ગ્રન્થાવળી : પ્રથમ શ્રેણી : ૧૫

# પેથડકુમાર

:: લેખક ::

ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ ત્રીજી : કુલ નકલ ૩૪૦૦ : સં. ૧૯૮૭

મૂલ્ય સવા આનો.

: : પ્રકાશક : :

**ધીરજલાલ ટોકરશી શાહ**

ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર

**હવેલીની પોળ રાયપુર : અમદાવાદ**





આ પુસ્તક મુંબઇ ઈલાકા કેળવણી
ખાતા તથા વડોદરા રાજ્ય કેળવણી
ખાતા તરફથી ઈનામ લાયબ્રેરી માટે
: : : મંજુર થયું છે. : : :



ધી '**સૂર્યપ્રકાશ**' પ્રીન્ટીંગ પ્રેસમાં

મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.

પાનકોર નાકા—**અમદાવાદ.**

# પેથડકુમાર

:૧:

નિમાડ દેશમાં નાંદુરી ગામ. ત્યાં પેથડ નામે એક શ્રાવક રહેતો. તેના પિતા દેદાશાહ ઘણા પૈસાદાર. પણ તે મરણ પામ્યા ને ધન ચાલ્યું ગયું, એટલે પેથડ ખુબ ખરાબ હાલતમાં આવી પડયો. બિચારાને ન મળે પૂરૂં ખાવા કે ન મળે પૂરૂં ઓઢવાપહેરવા. જેમ તેમ કરીને પેટગૂજારો કરે. તેને પદ્મિની નામે એક સ્ત્રી હતી, ઝાંઝણ નામે એક પુત્ર હતો. ત્રણે માણસ ખુબ ભલા ને ધર્મના અનુરાગી.

એક વખત ગામમાં કોઇ વિદ્વાન મુનિમહારાજ પધાર્યા એટલે બધા તેમનો ઉપદેશ સાંભળવા ગયા. પેથડ પણ ગયો. ત્યાં મુનિ મહારાજે અમૃત શી મીઠી વાણીથી પવિત્ર જીવન સમજાવ્યું. બ્રહ્મચર્યનું પાલન કરો. સંતોષને ધારણ કરો. તપથી શરીર ને મનનો સંયમ કેળવો. પ્રભુભક્તિથી હૃદયને પવિત્ર બનાવો. આ ઉપદેશની ઘણાને અસર થઇ. કોઇએ બ્રહ્મચર્યનાં વ્રત લીધાં. કોઇએ અમુક માલમિલકત રાખી બાકીની સારા કામે ખર્ચી નાંખવાનાં વ્રત લીધાં. કોઇએ અમુક તપ કરવાનાં વ્રત લીધાં. ત્યારે પેથડ બિચારો પોતાના દુઃખી જીવનનો વિચાર કરતો બેસી રહ્યો.

ચિંથરેહાલ પેથડને જોઈ કેટલાક મશ્કરાઓ બોલ્યાઃ ગુરુ મહારાજ ! બધાને આપે કંઇ કંઈ વ્રત ઉચરાવ્યા પણ આ પેથડ તો રહી ગયો. એને પરિગ્રહ ( માલ મિલકત ) નું માપ કરાવો. એ પણ લાખ વરસે લખેસરી થાય તેમ છે.

આ સાંભળી સાધુ બોલ્યાઃ મહાનુભાવો ! આવું બોલવું ઠીક નથી. ધનનો મદ કદી કોઇએ કરવોજ નહિ. ધન તો આજ છે ને કાલે નથી. કોણ જાણે છે કે કાલ સવારે એ પેથડ તમારા સહુના કરતાં વધારે પૈસાદાર ન થાય !

પછી સાધુએ પેથડને કહ્યુંઃ મહાનુભાવ ! તમે પરિગ્રહનું માપ કરો. પેથડ કહે, ગુરુદેવ ! મારી પાસે કાંઇ માલ મિલકત છેજ ક્યાં કે માપ કરવાનું હોય ? સાધુ કહે, આજ એવી હાલત છે ને કાલ સુધરી જાય માટે તમે પરિગ્રહનું માપ તો કરીજ લ્યો. પેથડ કહે, તો જેવી આપની આજ્ઞા. સાધુ મુનિરાજે પેથડને વ્રત આપ્યુંઃ પાંચ લાખ રૂપિયા સુધીની મિલ્કત રાખી બાકીની ધર્મના કામમાં ખર્ચી નાખવી.

પેથડને લાગ્યું કે આ છુટ તો ઘણી વધારે છે. પાંચ હજાર મળવાના સાંસા છે ત્યાં પાંચ લાખની છુટ રખાય ! પણ ગુરુજીએ એ છુટ આપી છે તે બહુ વિચાર કરીને આપી હશે. એમ જાણી તે ઘેર ગયો.

પેથડની હાલત દીવસે દીવસે બગડવા લાગી. બે ટંક ખાવાનું પણ મુશ્કેલીથી મળવા લાગ્યું. એટલે તે પોતાનું ગામ છોડી કુટુંબ સાથે બહાર ગામ ચાલી નીકળ્યો.

એ વખતે માળવામાં માંડવગઢ નામે જબરદસ્ત શહેર હતું. ત્યાં હજારો શ્રીમંત રહેતા હતા. લાખો ને ક્રોડોનો વેપાર કરતા હતા. પેથડે ધાર્યું માંડવગઢ જવા દે. ત્યાં પેટગુજારો સહેલાઈથી થઈ શકશે. એટલે તે માંડવગઢ આવ્યો.

અહીં બાપ દીકરે ઘીની દુકાન કરી. ગામડાની ભરવાડણો ઘી વેચવા આવે તેમની પાસેથી ઘી ખરીદે ને દુકાને તે વેચે. બાપ દીકરો બંને વચનના સાચા. દાનતના ચોક્ખા.

તેમની દુકાને નાનું આવ્યું તોયે એક ભાવ ને મોટું આવ્યું તોયે એક ભાવ. વળી માલમાં સેળભેળ નહિ. જેવો માલ બતાવે તેવોજ માલ આપે. આથી થોડા વખતમાં તેમની છાપ બહુ સારી પડી.

એક વખત એક ભરવાડણ ઘીનો ગાડવો લઇને પેથડની દુકાને આવી. તેણે પેથડને કહ્યું: શેઠ ! રાખવું છે ઘી ? પેથડે ઘી જોયું. અહા ! શું સરસ ઘી ! દાણાદાર ને ખુબ સુગંધી. પેથડે કહ્યું: હા બાઈ લાવો ઘી. ભરવાડણે ઘીનો ગાડવો ઉતાર્યો ને પેથડ તેમાંથી ઘી જોખવા લાગ્યો. પેથડ ગાડવામાંથી ઘી કાઢે પણ ઘી ખુટેજ નહિ. આ જોઈ તે વિચારમાં પડયો: જરૂર આ ગાડવામાં કાંઇક કરામત છે. એટલે તેણે ગાડવો ઉંચો કરીને જોયો તો નીચે એક વેલની ઉંઢાણી. તે પારખી ગયો કે નક્કી આ ચિત્રાવેલી છે. તે સિવાય ગાડવામાં ઘી ફરી ફરીને ભરાય નહિ, આથી તેણે ભરવાઢણ પાસેથી ઉંઢાણી સહિત ગાડવો ખરીદી

લીધો. ભરવાડણ ચાલી ગઇ. પેથડ તથા ઝાંઝણ ખુબ રાજી થયા.

:૨;

ગરીબ પેથડનું નશીબ થોડા વખતમાંજ પલટાઈ ગયું. તેને પુષ્કળ ધન મળવા લાગ્યું. હવે આ બાપદીકરો સહુને હોંશિયાર લાગવા માંડયા. તેમના ખુબ વખાણ થવા લાગ્યા. ત્યાંના રાજા જયસિંહે આ વખાણ સાંભળ્યા. એટલે તેમને બોલાવ્યા ને તેમની ચતુરાઇની પરીક્ષા કરી. ખાતરી થઇ કે બંને મહા ચતુર છે એટલે પેથડને પ્રધાન ને ઝાંઝણને નગરનો કોટવાલ બનાવ્યો.

જુના પ્રધાનને પેથડની અદેખાઇ થઈ કે આ આજકાલનો વાણિયો શું માંડવગઢનો મંત્રી બની જાય ? એટલે તેણે રાજા આગળ આવી ચાડી કરી: મહારાજા ! આ પેથડ પાસે ચિત્રાવેલી છે. તે આપને બરાબર કામની છે. જો આપની પાસે એ આવે તો આપના ભંડાર કદી ખાલી ન થાય. રાજાએ પેથડને

બોલાવીને તે વિષે પૂછ્યું. પેથડે જેવું હતું તેવું કહી દીધું, અને ઉમેર્યું: મહારાજ ! આજથી એ ચિત્રાવેલી આપને ભેટ છે. રાજા બહુ હરખાયો.

પેથડમંત્રીએ પ્રજાના ઘણા કર ઓછા કરાવી નાંખ્યા. રૈયતને બને તેટલી સુખી કરી.

એક વખત તેઓ થોડા વખતની રજા લઇ જાત્રાએ ગયા. જીરાવલા પાર્શ્વનાથની યાત્રા કરીને આબુ ગયા. આબુના સુંદર મંદિર જોઇ તેમને અત્યંત આનંદ થયો.

આબુપર અનેક જાતની વનસ્પતિઓ ને જડીબુટ્ટીઓ થાય છે. એમ કહેવાય છે કે પેથડ મંત્રીને અહીંથી એવી વનસ્પતી મળી કે જેથી સોનું બનાવી શકાય. ભાગ્યશાળીની બલિહારી છે કે ચિત્રાવેલી ગઈ ને સુવર્ણ સિદ્ધિ મળી !

: ૩ :

એક વખત નગરમાં એક વિદ્વાન આચાર્ય આવ્યા. પેથડે તેમને ભક્તિથી વંદના કરી અને પૂછ્યું: ગુરુદેવ ! મારે પાંચ લાખ રૂપિઆનું માપ છે. પણ ધન તેથી ઘણું વધારે છે. માટે આપ કહો તેને કયા કામમાં વાપરૂં ? મુનિ કહે, મહાનુભાવ ! આ સમયમાં દેહેરાસર બંધાવવાનું કામ સૌથી ઉત્તમ છે. માટે તે રસ્તે તમારૂં ધન વાપરો. પેથડકુમારને આ વાત બરાબર લાગી. તેમણે અઢાર લાખ રૂપિઆ ખર્ચી માંડવગઢમાં એક સુંદર દહેરૂં બંધાવ્યું. દેવગિરિમાં એક ભવ્ય જિનમંદિર તૈયાર કર્યું. ત્યારપછી જુદાજુદા ઠેકાણે ઘણાં દહેરાં બંધાવ્યાં. કહેવાય છે કે તેમણે બધા મળીને ચોરાશી દહેરાં બંધાવ્યાં છે.

પેથડને પોતાના ધર્મબંધુઓ તરફ ખુબ પ્રેમ. કોઇપણ સ્વધર્મી મળે તો તેને હરખ થયા વિના રહેજ નહિ. જો પોતે ઘોડે બેઠો હોય તો તે નીચે ઉતરીને તેમને માન

  

આપે. તેમની સ્થિતિ સુધારવાને તેમણે ગુપ્ત દાન પણ કર્યાં.

:૪:

તેમણે બત્રીશ વરસની ઉંમરે તેમની સ્રીની સાથે બ્રહ્મચર્ય પાળવાનું વ્રત લીધું. તેમણે એ વ્રત એવી શુદ્ધ રીતે પાળ્યું કે તેમનો અજબ પ્રભાવ પડવા લાગ્યો. માણસો રોગ શોકથી પીડાતા હોય ને તેમના વસ્રને ઓઢે તો તેના રોગ શોક મટી જાય.

એક વખત જયસિંહની રાણી લીલાવતીને સખત તાવ આવ્યો. શરીરે બળતરા થવા લાગી. કેમે કરી ઠંડક ન વળે! એવામાં એક દાસીએ પેથડકુમારનું વસ્ર લાવીને રાણીને ઓઢાડયું. રાણીને આ વસ્ર ઓઢતાંજ શાંતિ થઈ. શાંતિ થતાં તેની આંખ મિંચાઈ ગઈ.

આ બનાવ જોઈ એક અદેખી દાસીએ રાજાને ભંભેર્યો કે લીલાવતી પ્રધાન સાથે પ્યારમાં છે તેથી તે તેમનું વસ્ર ઓઢીને સુઈ ગઈ છે.

રાજા આ સાંભળી ખુબ ગુસ્સે થયા. મંત્રીને કેદ કર્યા. રાણીને જંગલમાં લઈ જઈ મારી નાંખવાનો હુકમ કર્યો. રાજાના એકાએક આવા હુકમથી સહુને નવાઈ લાગી.

મારાઓ લીલાવતીને લઇને જંગલમાં ગયા. પણ મારતાં તેમની જીગર ચાલી નહિ એટલે છોડી મૂકી. રાણી વેશ પલટીને નગરમાં આવી ઝાંઝણકુમારે કુશળતાથી તેને પોતાના ઘરમાં છુપાવી.

:૫:

એક વખત રાજાના હાથીએ ખુબ દારૂ પીધો એટલે ગાંડો થઇ ગયો. થોડીવાર તોફાન કરી બેભાન થયો ને ધરણી પર ઢળી પડયો. રાજાને વ્હાલા હાથીની આ હાલત જોઇ ખુબ દુ:ખ થયું. ઘણા ઘણા ઉપાય કર્યા પણ હાથીને ઠીક થયું નહિ. એવામાં પેલી દાસીએ કહ્યું : મહારાજ ! જો પેથડકુમારનું વસ્ત્ર લાવીને હાથીને ઓઢાડો તો હાથી ઉભો થાય. રાજાએ તેમ કર્યું. હાથી એકદમ સાજો થયો. પછી દાસીએ બધી વાત

કહીઃ રાણી લીલાવતીને સખત તાવ આવ્યો હતો એટલેજ આ વસ્ત્ર ઓઢાડયું હતું વગેરે.

આ સાંભળી રાજાને ખુબ શોક થયો. તેમણે પેથડકુમારને કેદમાંથી છોડી મૂક્યા ને માફી માગી. જયસિંહ હવે લીલાવતીનો શોક કરવા લાગ્યાઃ આ જોઈ પેથડે કહ્યુંઃ મહારાજ ! રાણી લીલાવતીને થોડા વખતમાં મેળવી આપીશ. આપ શોક કરશો નહિ. શું રાણી લીલાવતી જીવતી છે ? જયસિંહ આશ્ચર્ય પામ્યા. પછી પેથડે બધી વાત જાણી હતી તે રાજાને કહી. રાજાએ લીલાવતીને તેડાવી ને તેની માફી માગી સુખેથી રહેવા લાગ્યા.

: ૬ :

હવે પેથડકુમારને ઘડપણ આવવાની શરૂઆત થઇ. આ વખતે તેમનું મન વધારે પવિત્ર બન્યું. વધારે સેવાભાવવાળું બન્યું. અને તેમને સિદ્ધાચળનો સંઘ કાઢવાની મરજી થઈ.

મોટા સંઘ કાઢી તેઓ સિદ્ધાચળ (શત્રુંજય) ગયા. ત્યાં આદિનાથ પ્રભુની ખૂબ ભક્તિ કરી.

ત્યાંથી એ ગિરનાર ગયા. ત્યાં એક સંઘવી સાથે ચડસાચડસી થતાં ૫૬ મણ સોનું બોલી ઇંદ્રમાળ પહેરી.

આ યાત્રા કરીને પેથડકુમાર માંડવગઢ પાછા આવ્યા. ત્યાં પોતાના જાતભાઇઓને ઘણી મદદો કરી. વળી લહિઆઓ બેસાડી અનેક પુસ્તકો લખાવ્યા ને તેના મોટા મોટા સાત ભંડારો કરાવ્યા.

હવે પેથડકુમાર ઘણો વખત પ્રભુભક્તિમાંજ ગાળે. સવાર સાંજ પ્રતિક્રમણ કરે. ત્રણ વખત પ્રભુપૂજા કરે. આમ કરતાં તેમને લાગ્યું. કે હવે મારો મરણ કાળ નજીક છે એટલે તેમણે તીર્થંકર દેવનું ધ્યાન ધરી લીધું અને શાંતિથી આયુષ્ય પૂરૂં કર્યું.

આખું માંડવગઢ મંત્રીશ્વરના આ મરણથી દીલગીર થયું. ઝાંઝણકુમારના શોકનો પાર રહ્યો નહિ. તે શોક દૂર કરવાને તેમણે શત્રુંજયનો એક મહાન સંઘ કાઢયો. એ સંઘમાં બાર હજાર ગાડાં ને પચીશ હજાર તો પોઠીયા

હતા. ઘણા સાધુ મુનિરાજ ને બે હજાર તો ચોકી કરનાર સિપાઇઓ હતા.

આ બાપ દીકરાની જોડી ધર્મ ભાવનાથી ભરપૂર હતી, તેમણે પોતાના ઉંચા જીવનથી ને અઢળક ધનથી જૈન ધર્મને દીપાવ્યો છે. આવા અનેક રત્નો જૈન સમાજમાં પાકો ને જગતમાં શાંતિ ને પ્રેમની સ્થાપના કરો.

शिवमस्तु सर्वजगतः ॥

| ચોથી શ્રેણી | પાંચમી શ્રેણી |
|---|---|
| ૧ જાવડશાહ | ૧ લલિતાંગ કુમાર |
| ૨ કોચરશાહ | ૨ ચિલાતી પુત્ર |
| ૩ વીર વનરાજ | ૩ આભડ શાહ |
| ૪ ધન્ય એ ટેક | ૪ સમરા શાહ |
| ૫ મણિનાં મૂલ | ૫ પવિત્ર જયસેના |
| ૬ કળાધર કોકાશ | ૬ ભકત દેવપાળ |
| ૭ શુકરાજ | ૭ કુમાર મંગળ કળશ |
| ૮ જિનમતી | ૮ ઉત્તમ કુમાર |
| ૯ રાજર્ષિ કરકંડુ | ૯ ચંપક શ્રેષ્ઠિ |
| ૧૦ અનંગ સુંદરી | ૧૦ અમરસેન વયરસેન |
| ૧૧ નર્મદા સુંદરી | ૧૧ સાજણસિંહ |
| ૧૨ અષાઢા ભૂતિ | ૧૨ ચંપકમાળા |
| ૧૩ અચંકારિભટ્ટા | ૧૩ કેવળી જયાનંદ |
| ૧૪ વિષ્ણુકુમાર | ૧૪ સમરાદિત્ય |
| ૧૫ કાલિકાચાર્ય | ૧૫ હંસરાજ વત્સરાજ |
| ૧૬ શ્રી પાદલિપ્તાચાર્ય | ૧૬ કવિ ધનપાળ |
| ૧૭ મહાત્મા આનંદઘનજી | ૧૭ શ્રીકાંત શેઠ |
| ૧૮ શ્રીમદ્ દેવચંદ્રજી | ૧૮ મુનિ અર્હન્નક |
| ૧૯ જળમંદિર પાવાપુરી (કાવ્ય) | ૧૯ વૃદ્ધા કુમાર |
| ૨૦ સાધર્મિકનાં સ્નેહ ઝરણાં | ૨૦ ઉત્તરાધ્યયનનાં અમૃતબિંદુ |

# :: બાળ ગ્રંથાવળી ::

| પ્રથમ શ્રેણી | બીજી શ્રેણી | ત્રીજી શ્રેણી |
|---|---|---|
| ૧ શ્રી રીખવદેવ | ૧ અર્જુનમાળી | ૧ શ્રી ભદ્રબાહુ સ્વામી |
| ૨ નેમ-રાજુલ | ૨ ચક્રવર્તી સનત્‌કુમાર | ૨ શ્રી હેમચંદ્રાચાર્ય |
| ૩ શ્રીપાર્શ્વનાથ | ૩ ગણધર શ્રી ગૌતમ-સ્વામી * | ૩ શ્રી હરિભદ્રસૂરિ |
| ૪ પ્રભુ મહાવીર | ૪ ભરતબાહુબલિ | ૪ શ્રી સિદ્ધસેન દિવાકર |
| ૫ વીર ધન્નો | ૫ આર્દ્રકુમાર | ૫ શ્રી બપ્પભટ્ટ સૂરિ |
| ૬ મહાત્મા દૃઢપ્રહારી | ૬ મહારાજા શ્રેણિક | ૬ શ્રી હીરવિજય સૂરિ |
| ૭ અભયકુમાર | ૭ વીર ભામાશાહ | ૭ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી |
| ૮ રાણી ચેલ્લણા | ૮ મહામંત્રી ઉદાયન | ૮ મહા સતી સીતા |
| ૯ ચંદનબાળા | ૯ મહાસતી અંજના | ૯ દ્રૌપદી |
| ૧૦ ઇલાચીકુમાર | ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર | ૧૦ નળ દમયંતી |
| ૧૧ જંબુસ્વામી | ૧૧ મયણરેહા | ૧૧ મૃગાવતી |
| ૧૨ અમરકુમાર | ૧૨ ચંદન મલયાગિરિ | ૧૨ સતી નંદયંતી |
| ૧૩ શ્રીપાળ | ૧૩ કાન કઠિયારો | ૧૩ ધન્ય અહિંસા |
| ૧૪ મહારાજા કુમારપાળ | ૧૪ મુનિશ્રી હરકેશ | ૧૪ સત્યનો જય |
| ૧૫ પેથડકુમાર | ૧૫ કપિલ મુનિ | ૧૫ અસ્તેયનો મહિમા |
| ૧૬ વિમળશાહ | ૧૬ સેવામૂર્તિ નંદિષેણ | ૧૬ સાચો શણગાર-શીલ |
| ૧૭ વસ્તુપાળ-તેજપાળ | ૧૭ શ્રીસ્થૂલિભદ્ર | ૧૭ સુખની ચાવી યાને સંતોષ |
| ૧૮ ખેમો દેદરાણી | ૧૮ મહારાજા સંપ્રતિ | ૧૮ જૈન તીર્થોનો પરિચય ભા. ૧ લો. |
| ૧૯ જગડુશાહ | ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો | ૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો. |
| ૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ | ૨૦ સ્વાધ્યાય | ૨૦ જૈનસાહિત્યની ડાયરી |

દરેક સેટની કિમ્મત રૂ. દોઢ તથા વી. પી. પોસ્ટેજ છ આના.

બીજા પુસ્તકો માટે સૂચિપત્ર મંગાવો—

**ચિત્રકાર. ધીરજલાલ ટોકરશી શાહ**

રાયપુર, હવેલીની પોળ : **અમદાવાદ.**